




તત્સત પરમાત્મા નમઃ

શ્રી દેશોદય નાટકમંડળી

# ધર્મી ગુન્હેગાર



નાટકના ગાયનો તથા ટુંક સાર

—:લેખક:—

મોહનલાલ ગોકળદાસ યુવાન

રચાવી છપાવી પ્રસીદ્ધ કરનાર

શ્રી દેશોદય નાટક મંડળી.

ઠે૦ લક્ષ્મીકાંત થીએટર-સુરત



કીંમત ૦-૪-૦ આના.





ॐ

तत्सत् परमात्मने नमः

શ્રી દેશોદય નાટકમંડળી

# ધર્મી ગુન્હેગાર

નાટકના ગાયનો તથા ટુંકસાર

લેખક
મોહનલાલ ગોકળદાસ યુવાન

માલેક
શ્રી દેશોદય નાટક મંડળી

આવૃત્તી પહેલી ] [ પ્રત ૧૦૦૦

સમાચાર પ્રી. પ્રેસ-સુરત

કીંમત ચાર આના

ॐ

# ધર્મી ગુન્હેગાર નાટકના મુખ્ય પાત્રો

## પુરૂષ વર્ગ

**ફ્રેન્ટોમસ**—સાચાને સાચો ઇન્સાફ આપનાર કર્મવીર
**રોમેનીયમ**—રોમન શહેનતનો બાદશાહ બાનુ જીમનનો પતી
**રોકેમ્બોલ**—રોમેનીયમનો ખટપટી સરદાર બાનુ જીમનને ચાહનાર
**કલાઇસર**—રોમન ધર્મ ઉપાસક જેકબ તથા સરસાનો પીતા
**માઇકલ**—શાહરોમેનીયમનો પાલક દીકરો જુલીયાનો પતી
**જોન**—માઇકલનો પીતા
**જેકબ**—કલાઇસરનો દીકરો
**સ્વીડન**, **સ્કોટ** } બાનુ જીમનના ગુપ્ત જાસુસો

**સીયો**, **થોમસ**, **જીંગો**, **મેયો** } ફ્રેન્ટોમસના મુખ્ય સરદારો

**હોરમસજી થરમામીટર**—અનેક ધંધાથી કંટાળી ગયેલ દીલચસ્મનો પતી
**કોલાબાગેપ**—હોરમસજી થરમામીટરને મળતો કડકો બાલુસ
**બોય**—હોરમસજી મીટરનો નોકર મેરીનો ચાહનાર
**કોદરજીટેલર**, **શેલરજોન** } હોરમસજી થરમામીટરના ભાઇબંધો

બાદ જાસુસ–ચોપદાર–સિપાઇ–ખારવા–વિગેરે વિગેરે

## સ્ત્રી વર્ગ

**બાનુજીમન**—શાહરોમેનીયમની કુલટા સ્ત્રી
**જુલીઆ**—બાનુજીમનની પાલક પુત્રી પાછળથી માઇકલની સ્ત્રી
**સરસા**—રોમનધર્મ ઉપાસક કલાઇસરની પુત્રી
**દીલચસ્મ**—હોરમસજી થરમામીટરની સ્ત્રી
**મેરી**—દીલચસ્મની નોકર પાછળથી બોયની સ્ત્રી

**બાદ બાળાઓ–કંચનીઓ–અપ્સરાઓ–વિગેરે વિગેરે**

# ધર્મી ગુન્હેગાર

## નાટકના પ્રવેશાનુક્રમ સંક્ષીપ્ત સાર.

### અંક પહેલો.

સ્તુતિ.

**પ્રવેશ પહેલો**—સ્થળ જંગલ—ફ્રેન્ટોમસનું સરદારો સાથે આવવું તથા તમામ દેશ દેશની ખબર પુછવી. ફ્રેન્ટોમસનો રોમેનીઅમ પ્રત્યે તીરસ્કાર

પ્રજાથી રાજ્ય છે રાજા તણું જુલમ કરતો રહ્યો ઝાઝા,
રૈયત ચાલી જશે સ્થળથી પછી કોનો થશે રાજા.

બાદ ફ્રેન્ટોમસનું વિશ્રાંતિ લેવા સુઇ જવું ત્યાં બાદ રોમેનીઅમનું શિકારેથી આવવું સીંહને મારવા જતાં ફ્રેન્ટોમસના હાથમાં તીર વાગવું. અરસપરસ ઝગડો આખર સર્વેનું મળી જવું. ફ્રેન્ટોમસને લશ્કરની સરદારી સોંપવી ત્યાંથી સર્વેનું જવું.

**પ્રવેશ બીજો**—સ્થળ દિલચસ્મનું મકાન દિલચસ્મનું મહોબતનાં વખાણ કરતાં કરતાં આવવું બાદ ઘણા ધંધામાંથી કંટાળી ગયેલ હોરમસજી થર-મામીટરનું વીચારમાં ને વીચારમાં આવવું ત્યા દિલચસ્મનો મેળાપ બાદ બંન્નેનું સુટ લેવા જવું ત્યારબાદ બોય અને મેરીનો અરસપરસ પ્રેમ. ( બન્નેનું જવું. )

**પ્રવેશ ત્રીજો**—સ્થળ શાહી મહેલનો એક ભાગ રોડેમ્બોલના પ્યારમાં પડેલી બેગમનું દાસીને રોડેમ્બોલને બોલાવવા મોકલવી. દાશીએ શંકા જાહેર કરવી ત્યાં સરદાર રોડેમ્બોલનું આવવું પોતાનો પ્રેમ સદાએ નિભશે કે કેમ તે પ્રત્યે વાદવીવાદ આખર બંન્નેના મનનું સમાધાન તેને સમજાવીને મોકલવી ત્યાં રોમેનીયમનું ફ્રેન્ટોમસ તથા સરદારો સાથે આવવું. ફ્રેન્ટોમસની પ્રસંસા કરી લશ્કરનું તમામ કામ સોંપી સમશેર લેઇ આપવી. બેગમનું આસક્ત પડવું રોડેમ્બોલનું ફ્રેન્ટોમસ પ્રત્યે રોષે બળવું. બાદ નાસ.

**પ્રવેશ ચોથો**—સ્થળ રસ્તો ફ્રેન્ટોમસનું વિચાર કરતાં કરતાં આવવું પાછળથી બેગમનું ફ્રેન્ટોમસ પાસે પ્રેમ માંગવા આવવું ફ્રેન્ટોમસનો તીરસ્કાર

બદનાચારી થયા તે વીર નરોને શું મળ્યા મેવા,
વિચારો કાલ જાવું છે ખુદાને સહુ જવાબ દેવા.

ત્યાં બેગમનું બીજવાર ધમકી આપી ચાલ્યા જવું. રોમેનીયમ તથા રોડેમ્બોલનું ફેન્ટોમસ પ્રત્યે વાદવિવાદ કરતાં આવવું ધર્મીઓને ગુન્હેગાર બનાવવા જતાં ફેન્ટોમસે બચાવવા જવું.

**પ્રવેશ પાંચમો**—સ્થળ—દીલચરમનું મકાન. કોલાબાગેપનું પોતાની કડકાઇ તથા સ્ત્રીઓના વિચારમાં આવવું દીલચરમ પોતાનો ધણી થરમામીટર સમજી તેને સુટ લાવવા રીતે કહેવું અને કોલાબાગેપનું તેના પ્રેમમાં ફસાઇ સુટ લેવા જવું બાદ થરમામીટરનો સુટ લઇ આવવું દીલચરમનું મોઢું કાળું જોઇ તેને બનાવવી બંનેનું જવું.

**પ્રવેશ છઠો**—સ્થળ—જંગલનો રસ્તો. ઇસુક્રાઇસ્ટને માનનાર કસાઇ સર્વે લોકોને ભેગા કરી પોતાના ધર્મનો સદ્બોધ આપવો. ત્યાં રોડેમ્બોલનું આવવું અને સર્વેને કેદ કરવા ત્યાં ફેન્ટોમસે આવી તેઓને બચાવવા બાદ રોડેમ્બોલનું અપમાન કરી તેને કાઢી મુકવો તથા સરવેની પ્રભુ પાસે દયાની યાચના સર્વેનું જવું

**પ્રવેશ સાતમો**—સ્થળ રસ્તો કોલાબાગેપનું સુટ લેવાના વિચારમાં આવવું બાદ મેરીનું આવવું કોલાબાગેપ તેને દીલચરમ સમજી તેનાથી પ્યાર કરવો મેરીએ તેનું મોઢું લાલ કરી તેને બનાવવો બંનેનું જવું

**પ્રવેશ આઠમો**—સ્થળ રોમેનીયમનો દરબાર. રોમનીયમે કસાઇ સરને પોતાનો ધર્મ સ્વીકારવા સમજાવવો, પણ કસાઇસરે ઇનકાર કરવો આખર તેને જાનથી મારી નાખવા હુકમ કરવો. ફેન્ટોમસે આવી બચાવવા બાદ રોમેનીયમ તથા ફેન્ટોમસનો ધર્મ પ્રત્યે વાદવિવાદ. આખરે કંઇ નહીં વળવાથી ફેન્ટોમસનું જવું બાદ કસાઇસર સાથ તથા જેકબને સીંહની બોડમાં નાખી મારી નાખવાનો હુકમ આપી ચાલ્યા જવું કચેરી બરખાસ્ત.

**પ્રવેશ નવમો**—સ્થળ બગીચો જુલીયાનું સખીઓ સાથે હાસ્ય કરતાં કરતાં આવવું બાદ સ્વપ્નાની વાત જાહેર કરવી સખીએ સિંહ છુટ્યો છે એવી બુમ પડવાથી જુલીયાને બચાવવા માઇકલ પરસ્પર પરસ પ્રેમ બાદ માઇકલનું જવું.

પ્રવેશ દશમો—સ્થળ રોમેનીયમના મહેલનો એક ભાગ રોકેમ્બોલને બેગમ સાથેના પ્રેમમાં શંકા ઉત્પન્ન થવાથી તે શંકા બેગમને જાહેર કરવી બેગમે પ્રેમ નીભાવવાનો કોલ આપવો રોકેમ્બોલનું ત્યાંથી જવું રોમેનીયમનુ આવવું બાદ રોકેમ્બોલને પાછો બોલાવી કલાઇસરના કુટુંબને જાનથી મારી નાખવાનો હુકમ ફેન્ટોમસને પહોંચાડવા કહેવું રોકેમ્બોલનું જવું

પ્રવેશ અગીયારમો— સ્થળ રસ્તો બોયનું આવવું બાદ મેરીનું ઘરમા મીટરને લેટર આપવા આવવું ત્યાં બોયે તેને રોકી તેના હાથમાં નો કાગળ પડાવી લઇ વાંચવો બાદ બંન્નેના પ્રેમનો ઝઘડો! બંન્નેનું ચાલ્યા જવું

પ્રવેશ બારમો— સ્થળ કેદખાનું ફેન્ટોમસના રોમેનીયમ પ્રત્યે ધીક્કારના ઉદ્‌ગાર એટલામાં રોકેમ્બોલનું શાહી હુકમ લઇ આવવું રોકેમ્બોલે કલાઇસરના કુટુંબને હંટરથી મારમારવો ફેન્ટોમસે વચમાં પડી હુકમનો અનાદર કરી તેઓને બચાવવા. ડ્રોપસીન

અંક પહેલો સમાપ્ત

## અંક બીજો

**પ્રવેશ પહેલો**—સ્થળ ફ્રેન્ટોમસનું નિવાસસ્થાન ફ્રેન્ટોમસ નીંદ્રામાં છે. ત્યાં બેગમનું બની લઇ આવવું બેગમે પ્રેમની માગણી કરવી. ફ્રેન્ટોમસનો તીરસ્કાર બેગમનું ખીજવાઇ તેને મારી નાંખવાની ધમકી આપી ચાલ્યા જવું

**પ્રવેશ બીજો**—સ્થળ દિલચશ્મનું મકાન દિલચશ્મનો જન્મ દિવસ હોવાના આનંદમાં આવવું બાદ કોલાબાગેપનું આવવું ત્યાં દીલચશ્મને કાળુ મોઢું દેખી તેને બનાવવી બાદ પારસીના મેંબરો તથા થરમા મીટરનું આવવું કોલાબાગેપ સાથે દીલચશ્મને જોઇ થરમામીટરનુ ગુસ્સે થવું બાદ કોલાબાગેપ તથા થરમમીટરનો ઝઘડો સર્વેનું ડેન્સ કરતાં કરતાં જવું

**પ્રવેશ ત્રીજો**—સ્થળ જુલીયા તથા માઇકલનું અરસ પરસ પ્રેમ વીનોદ ત્યાં બેગમનું આવવુ બન્નેને જોઇ ખીજવવુ બાદ પોલીસને બોલાવી તેને પકડવા હુકમ કરવો જુલીયાએ વચમાં પડી બચાવવો આખરે બેગમ ગુસ્સે થઇ ત્યાંથી ચાલ્યા જવું

**પ્રવેશ ચોથો**—સ્થળ કલાઇસરનું મકાન આઠ આઠ દિવસથી ભુખે-મરતાં કલાઇસરના કુંટુંબનો કલ્પાંત ત્યાં રેકિમ્બોલનું આવવું શાહી હુકમ મંજુર કરવા કહેવું કલાઇસર હુકમનો અનાદાર કરવો બાદ તેને મારવા જવું ત્યાં ફ્રેન્ટોમસે આવી બચાવવું રેકિમ્બોલ તથા ફ્રેન્ટોમસનો અરસ પરસ વાદવીવાદ ફ્રેન્ટોમસે રેકિમ્બોલને મારવા જવું

ટેબ્લો

**પ્રવેશ પાંચમો**—થરમામીટરનું અફસોસમાં આવવું પોતાની સ્ત્રીને ધીક્કાર આપવો ત્યાં બોયે આવી તેમને સર્વ હકીકત જાહેર કરવી થરમા મીટરે દીલચશ્મને મળવાની બોયને ઇચ્છા બતાવવી બોયની રૂપીયા પચાસ ઇનામની માંગણી બતાવવી બોયે બીજા દીવસે તેને બોલાવવો બાદ બન્નેનું ત્યાંથી જવું

**પ્રવેશ છઠો**—સ્થળ રોમેનીયમનો દરબાર સિપાઇયે શાહને સરદાર રેકિમ્બોલ આવે છે તે ખબર આપવી બાદ ફ્રેન્ટોમસે હુકમનું અપમાન કર્યું તે બીના જાહેર કરવી. શાહનું ફ્રેન્ટોમસ પ્રત્યે ઉશ્કેરાવું શાહી હુકમ રદ કર્યો એ બાબતથી ફ્રેન્ટોમસ તથા રોમાંનીયમનો અરસપરસ વાદવીવાદ બાદ તેને સિંહની બોડમાં નાખી મારી નાખવાનો હુકમ—ટેબ્લો

**પ્રવેશ સાતમો**—સ્થળ દિલચસ્પનું મકાન. દીલચસ્પ સાથે મહોબત કર્યાનું શું પરિણામ આવશે તેના વિચાર. ઝોહરાબાનું આવવું બાદ દીલચસ્પનું આવવું બન્નેનો મેળાપ બાદ બન્નેએ રમત રમવા સંબંધી વાતચીત રમતમાં ઝોહરાબાની આંખે પાટા બાંધી તેમને ગોળ ફેરવવા બન્નેની સરત હારે તે આ જુતાં બાદ ઝોહરાબાનો અ... ચનું બાદ ચરગામીટર તથા ...નું આવવું. બાદ નજર ... દીલચસ્પ પાસે જવું. મેરીએ આવી રસ્તા ઉપર ઝોહરાબાગેપનો મુકી આવવો અને તેની જગ્યાએ ચરમીટરનું ગોઠવાઈ જવું. બાદ દીલચસ્પ આવવું તમામ હકીકત કહેવી પછી મેરી ને બોયના લગ્ન બાદ ઝોહરાબા ગેપ તથા દીલચસ્પનું જવું. પાછળથી મેરી અને બોયનું જવું. સ્થળ સીંહનું મકાન.

**પ્રવેશ આઠમો**—સ્થળ ધર્મી ગુન્હાગારોને સિંહના પાંજરામાં નાંખી મારી નાખવાનો શાહનો હુકમ હોવાથી સર્વે અફસોસ કરતાં ઉભાં છે બાદ રોમેની યમનું આવવું બાદ સિંહનો છોડવો ફ્રેન્ટોમસે સિંહને મારવો. શાહે તેના પર ખુશી દરસાવવી. બાદ મુનત કરવો રોડેરીમોસ તથા બેગમને તુચ્છકારી કાઢી મુકવાં.

**પ્રવેશ નવમો**—સ્થળ રસ્તો બેગમનું વિચારમા આવવુ પાછળથી રોડેરીમોસે આવી નાશી જવાનો વિચાર જણાવવો બેગમ ના કબુલ કરતાં ફ્રેન્ટોમસ તથા શાહને મારવાનો વિચાર. ખુનનો આરોપ માઈકલ પર નાંખી દેવો તે વીચાર બાદ રોડેરીમોસે રાતના બાર વાગના સુમારે મળવાનું કહી ચાલ્યા જવું. પાછળથી બેગમનું જવું.

**પ્રવેશ દશમો**—રોમેનીયમનો મહેલ. રોમેનીયમે ફ્રેન્ટોમસના વફાદારીનાં વખાણ, બાદ ફ્રેન્ટોમસને લશ્કરની તપાસ કરવા મોકલવા પાછળથી બેગમનું આવવું શાહની માંદગીના સમાચાર સાંભળી તેમનું માથું દાબવા બેસવું બાદ રોડેરીમોસે ખુન કરવા આવવું બાદ રોમનીયમ શાહનું ખુન રોડેરીમોસના હાથથી થવું. પાછળથી માયકલનું આવવું. તેને ગુનેગાર ઠરાવી પકડ્યો ત્યાં ફ્રેન્ટોમસનું આવવું એકાએક ખોટો આરોપ મુકી બન્નેને પકડી લેવાં.

ટેબ્લો.

**અંક બીજો સમાપ્ત**

# અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—સ્થળ કેદખાનું માયકલ બીનગુને પકડાયેલ હેવાથી અફસોસ કરવો તેને ફ્રેન્ટોમસ આશ્વાસન આપે છે બાદ બેગમનું આવવું અને બીન ગુનેગાર માયકલને બંધીખાનામાંથી મુક્ત કરવો બાદ બેગમે ફ્રેન્ટોમસ પ્રત્યે પ્રેમ બતાવે છે બેની રકઝક આખરે ફ્રેન્ટો મસે બેડી તોડી નાશી છુટે છે.

**પ્રવેશ બીજો**—સ્થળ જુલીયાનો એકાંતવાસ. જુલીયા પોતાના એકાંત વાસમાં બેસી પોતાના દુઃખો યાદ આવતાં મરવાનો વિચાર કરી ખંજર ખાવા જાય છે એકદમ માયકલનું આવવું તેને બચાવવી આખરે પરવરદીગારનો આભાર માનતાં પ્રેમી જોડાનું મહેલમાં જવું !

**પ્રવેશ ત્રીજો**—સ્થળ રસ્તો કોલાબાગેપ પોતાની દશા ઉપર અફસોસ કરતો ઉભો છે ત્યાં થરમામીટરનું આવવું તેને ખુબ બનાવવો આખરે તેની આંખેથી પાટા છોડી નાખી બન્નેએ મિત્ર ભાવ પ્રદર્શીત કરવો બાદ દીલચસ્મ ઉપર લખેલો લેટર થરમામીટરને આપી કોલાબાગેપનું જવું બાદ થરમામીટરનું લેટર વાંચી જવું.

**પ્રવેશ ચોથો**—સ્થળ બગીચો બેગમ તથા રેકિમ્બોલ નાશી છુટેલા કેદીઓ માટે શું કરવું તેનાં વિચારમાં ઉભું રહેવું ત્યાં માયકલ તથા જુંલીયાનું આવવું માયકલે બેગમ તથા રેકિમ્બોલને પ્યાર કરતાં જોઈ તીરસ્કાર કરવો, બાદ ત્યાંથી બન્નેનું જવું રેકિમ્બોલ તથા બેગમનું તેઓને મારી નાંખવાનો વિચાર કરી ત્યાંથી જવું.

**પ્રવેશ પાંચમો**—સ્થળ દીલચસ્મનું મકાન. બોય તથા મેરીનું ખુશી થતાં થતાં આવવું બાદ દીલચસ્મનું પોતાનું મોઢું કાને કાળું કર્યું હશે તેના વિચારમાં આવવું બોયને બોલાવી તેનો ઉપાય પુછવો બોયે ગાસલેટ તથા ચુનાનો ખાર મોઢા ઉપર ચોપડવો બાદ કોલાબાગેપ તથા થરમામીટરનું એકસ્વરૂપમાં આવવું દીલચસ્મનું વીસ્મય થવું આ બેમાંથી મારો ધણી કોણ તેની ખાતરી કરવા પોલીસને બોલાવવો બાદ બન્નેનાં મોઢાં ધોઈ નંખાવતાં બન્નેનું જાહેર થવું.

**અંક ત્રીજો સમાપ્ત**

બંન્નેનું પોગળ ખુલી જવું. કોલાબાગેપ તથા સરવેનુ મળી જવુ પરવરદીગારનો આભારમાની સર્વેનું જવું .

**પ્રવેશ છઠો**—સ્થળ દરીયા પર એક ડંડીગો મહેલ માયકલ તથા જુલીયાનું કુદરતી ભય લાગવો બાદ બંન્નેનું જઇને સુઈ રહેવું પાછળથી રેકિમ્બોલ તથા બેગમનું આવવું રેકિમ્બોલે સુરંગ સળગાળી ચાલ્યા જવું માઇકલ તથા જુલીયાના દયાજનક સબ્દો સાંળળી ફ્રેન્ટોમસનુ મદદમા આવવું તેમને બચાવવા બંન્નેને ત્યાંથી નાસી જવા કહેવું એટલામાં રેકિમ્બોલનું આવવું પત્થર નીચે દાબી મારી નાખવો. તથા રેકિમ્બોલનાં કપડા પોતે પહેરી ત્યાંથી રાજ્ય તરફ જવું.

**પ્રવેશ સાતમો**—સ્થળ રસ્તો બેગમના છુપા જાસુસો સ્કોટ તથા સ્વીડનનું એકાંન્તમાં વાતચીત. બાદ બેગમનું છુપાઇ રહી સાંભળવું બાદ બેગમ જાહેર થઇ તેમને શાબાશી આપવી. અને ફ્રેન્ટોમસ તથા માયકલને પકડી લાવવાની ફરજ પાડવી ત્યાં બનાવટી રેકિમ્બોલનું આવવું. બેગમને ફસાવી તેના મનના વિચાર જાણુવા બંન્નેનું જવું.

**પ્રવેશ આઠમો**—સ્થળ સમુદ્ર કીનારો માયકલને તથા જુલીયાને જોઇ જોનશેલરે તમામ હકીકત પુછવી બાદ બાપદીકરાની ઓળખાણુ. અરસપરસ આનંદના ઉદ્દગાર. બાદ ત્યાં છાવણી નાંખી મુકામલો કરવો.

**પ્રવેશ નવમો**—સ્થળ રાજ્ય મહેલ ફ્રેન્ટોમસનો વિચાર બેગમ પાસે પોતાને રાજ આપ્યું તેના સહી સીક્કા સાથે કરાર કરાવવો. માઇકલના પાળક પીતા તથા રોમના હત્યાચારીઓના અરસપરસ યુદ્ધ રોમનીહાર રેકિમ્બોલ બનેલા ફ્રેન્ટોમસની સાથે બાનુની તકરાર. **સત્યનો જય—અને પાપનો ક્ષય—સત્ય ટેકી વીરલાનો આખરે વિજય.**

**શાંન્તિ શાંન્તિ શાંન્તિ**



## અંક ૧લો

### મંગલાચરણ

૧

કુદરત કાર એ......દીન  દયાલ શરણે બાળ
તુ દાતાર...તુ  ગફાર...તારનાર શરણે બાળ
માતા  તું જગ માલીક દાતા અધમ ઉધારન
જય જગપાલક શરણુ બાળ

**બાળાઓ** ૨

ભેદને અભેદ કોઈ દીન માનજો
રામને રહેમાન એક છે પીછાનજો
સૃષ્ટી સરજનહાર કૃષ્ણને કરીમજો
એક રૂપ એક રંગ તેમને નીહાળજો
કાલને કલમાં ફેર નહી જાણજો
ચોખાને ચાવલ છ એક હર્ષ માનજો
હો....................
છે મનુષ્ય એક સર્વ અલગના પ્રમાણ ભેદ જો

**દીલચસ્મ** ૩

હું તો માનું એ મનડાના મોર છે લોક સ્રીઓના
ચીતડાના ચોર છે..............હું તો
કરી સણુગાર કદી બહાર હુ બજારમાં
નચાવે નયનો લે કોક મોહ જાળમાં
મારે ઠેસ હેડતા એ કેવું જોર છે—લોક
નહી ફરીયાદ કાંઇ દાદ દરકારની
કરૂ ફજેતી વાટ ચાલતા એ નારની
નવરા પડયાનો નકામો સહુ સોર છે—લોક

**વારાંગના** ૪

ઓ આયે મુજ સ્યામ સજનકો લાવ ધરો સમજાઇ
સખીયન નયનોમે લલચાઇ
લાલચ દેકરભા લલચાઇ
લાગ લુભાઇ . નીદ ગુમાઇ
[illegible]............ઓ આયે

મુજપે લગીએ તવાઇ
હાય કયા મુસીબન આઇ
પહેલે કયું મુઝે બનાઈ અરરર......એ આયે
ગારીસ હો ગઇ હવાઇ
હે કર દીનબી પસતાઈ ભરોસે
ભુલ સખીરી ખાઈ અરરર......એ આયે

**ફ્રન્ટેમસ** ૫

તારી માયા મમતામાં શું ફુલાઇ રે
જીવન તારૂં ખાય ઝોલાજી.
કરણીકરકાંઇ સાચી મીથ્યા રંગોમાં રાચી
માટીની આ કાયા કાચી........જીવન
ઘડી રંગ રંગ કેવા પાણીના પ્રપોટા જેવા
હીસાબો ગણી ત્યાં દેવા રહેસે ના સગાઇરે જીવન
માનવજીવ મડા ભાગી તને કાં દીએતું ત્યાગી
તજી નીંદજે તું જાગી પડયું ત્યાંનું ત્યાહીરે જીવન

**થરમામીટર**

**ત્થા દીલચમન** ૬

ઓલવ ઓલવ વેર આર યુગો ઇગમર
જાઓ વહાલા મુકી ચાળા લઇ આવો જઇ કેપ
વાહ ઠગારી મહોબતતારી કાતરીયું થયું ગેપ
માઇ ડીયર હસબન આઈ વેલ
આહાહાહાહાહાહાહાહાહા દીલજાન
તમે હું એક..................

**મેરી કોલ.બા** ૭

ચાલ ચટકની લટકની મારી દેખાસો દીલજાન
ગુલતાન અરપન પાન એ તનમન ધન કુરબાન
ઢળી ઢળી તુજ પર હું વારૂં રોકંદીગા હનમાન
પ્રીયતમ પ્રાણ વહાલા ખાય ચતુર સુજાણ
ઘડી ઘડી ના જેઉં તને તો મંદાયે મહોરાણ
કામ કાજની લાજ તજી હું થઇ ગઈ ખાનદાન
દરવાજે ના જોઉં તને તો થાએ તાણાતાણ

સરસા ૮

નભતી નથી ન નભશે કાયમ સદાયે શાહી
રહેતી નથી ન રહેશે હુસ્નાઇ બાદશાહી
પહોંચ્યા હજુરે વાલી લઇ બન્ને હાથ ખાલી
સીકંદરો સીધાવ્યા લાધુ ના સાથ કાંઇ—નભતી
હુકુમત થતા હજારો ભલભલા ભુપાલો
ચાલ્યા તજીને દાવો પાસે રહ્યો પાઇ—નભતી
રાજા અને પ્રજાઓ મુકી તમામ દાવો
રંકો અમીર રાઓ દેશે જવાબસાહી—નભતી

જુલીયા ૯

હાહાહાહા મામે લાગી મદન અનંગ અંગમા
જીવ જાએ સખી પ્રેમ જંગમાં—મોહે
વીયોગથી વીધાય તનડું તરૂણ આ
અરરર કાંઇ કાંઇ થાય કર ઇલાજ બ્હેનજા
મન મુઝાએ નહિ પમાયે પડે છે ભંગ રંગમાં
હા...હા...હા...હા...મોહેલાગી.

જુલીયા ૧૦

મખી સ્વપ્નની બલીહારી કહુ તને શું વીસ્તારી
રાત્રી વહેતી કાળી આવ્યા જીવન વનમાળી
ચુંબન કરી મુજને જગાડી ધાધલ કરી ખેચી મુજ સાડી
બીહની હું ભોળી કાંઇ ન બોલી કસથી તુટી ગઇચોળી
લાખકહું સમજે નહી કાંઇ સ્વેદથી વસ્ત્ર ગયા ભીંજાઇ
હુ શરમાઈ બહુ ગભરાઇ ત્યાં તો આંખ ઉઘડી
ગઇ માહાકી આવ્યા જીવન વનમાળી —કહું તને

જુલીયા સાહેલીયો ૧૧

ધીરી ધીરી શાણી સખી અધીરી તુ શાને હવે થઇ
રસીલી ગઇ રંગીલી ગઇ વહાલા આરહી —ધીરી
જાવા દોને સાહેલીરે શીદ આમ કરો જાવા દયોને
રહેવા દોને રસીલીરે દીલ શાન્ત કરો રહેવાદોને—હવે
બેઠો બાજુ ધરી દુર જાઓ અલી ના મુઝાઓ
અરી—ધીરી ધીરી

બાય મેરી ૧૨

ચંચળ ચકોરી આ ચીતમાં શમ્યા
હ્રદયે રમ્યા આજ હ્રદયે રમ્યા
આ સઘળાની સાક્ષીથી પત્ની થયા
ભલે પધાર્યા ધણી મે ધાર્યા પ્રીતમ થયા
આજ પ્રીતમ થયા
સંસાર રસ સારે સંગે જમ્યા
શેઠ શેઠાણી પણ આમ ફુટબોલ રમ્યા —ચીત
પીધી આ પ્રેમ ચહા રસીલા રંગના બટર
માનુ મધુરી ચાહ તું છે પ્રેમની ગટર —ચીત

જેકુબ ૧૩

હય બહારે બાગ દુનીયા ચંદરોઝ
દેખલો ઉસકા તમાસા ચંદરોઝ
પુછા લુક માસેજી યાતું કીતના રોઝ
દસ્તે હસરત મલકે બોલા ચંદરોઝ
બાદ મદફન કબ્ર મે બોલીકઝા
જીંદગી કાહય ભરોસા ચંદરોઝ

---

અંક ૨ જો.

---

બેગમ ૧૪

અરજ સુણોને મેરી સાવરીયા સ્યામ સુદીર વર મોરારે
નાહક નહિ દુભાવ સલુણા કરૂં વીનંતી કરજોડી પ્રીયે હું
દર્દ સમાવ રહી પ્યાસી હું પાય પડું પ્રીય મોરારે

ફ્રેન્ટોમસ ૧૫

દુનીયા થઇ બેહાલ અને આ પાણી ચાહવા
વરસાદના વરસ્યો પડયો દુકાળ સાથી
સ્વારથ માહી સત્યને ગુમાવી દીધું
દોલત પચાવી પારકી કંગાલને નાથી
જુવાની યાજન્નત જતા નીરદોષ એ પ્રાણી
દોજખ બનાવી દુનીયા શયતાન પણાથી
કુસંપને મુકી મળો એકત્ર બધાથી
ઉંઘતા ઉઠો અરે ઓ હીન્દના વાસી

જુલીયા તથા બાળાઓ ૧૬

ઓ આવે ઓ આવે રસીયા માહરા
સખી આવ બતાવું પ્યારા
બળ્યું કોણ વાટમાં રોકે
મહેણા ટોણા દઇ ટોકે
અલી હર્ષ મહી ઘેલી થઇ તું
ઘડી ઘડી પ્રીતમને ઝંખે શું
બળ્યું બ્હેન તમે પણ આમ કહો
નાના—સખી જોજે ઓ આવે.

ફ્રેન્ટોમસ ૧૭

આ ઝમાનો હીન્દવાનો ઉલટ જણાયે છે
બાપ બેટા બેન ભાઇમાં કુસુપ થાએ છે
ગઈ દોલત આ ગુલામી રહી તગદીરમાં
જુઓ જાગી નીંદ ત્યાગી ઇજ્જત લુટાએ છે
ગીતા વેદોને કુરાનો તજયા હાથે પલમાં
આપી હાથે રહી વાટે પછી શું દુભાએ છે

બોય મેરી કોલાબા ૧૮

શોક કરો પુરો મને ભાવ્યો વાહ વાહ રસ્તો ઠીક બતાવ્યો

થરમામીટર

બેટા જઇ પ્યારી દીલદાર આહાહાહાહા એ શરમને
બતાવુ સાર. જાળવી જજો સાચવી તમે ધીરે ધીરે
અરરરરર હાય શું કહેવાય.
સદાસાલ અહની થઈ આ ખુશાલી
વીસ્કીયા બ્રાન્ડી પીને મઝા મહી માલી

બનીને મવાલી મેદાન ફે ખાલી
પોબાર કરો જાણે પંજાબ મેલહાલી
ચોળો ડોળી મોજ મઝા મન માની થાય

સરસા ૧૯

દુખનો દવસળગ્યો પ્રભુ માહરા
અહી આવી પડયા નોધારા —દુખનો
વનમાં તનમાં થઇ આગ બચાવો બાળ
પડયા ભેદ અભેદ વીસાર્યો
શાહેજો હુકમ પદ પાળ્યા
હત્યાચાર તણા તપતાર્યા —તનમાં મનમાં
વધે જે જે મનુષ્યો માર્યા
ફરીયાદ કરે કયા બીચારા
નહિ દાદવીના દુઃખ વાર્યા —તનમાં મનમાં

અંક ત્રીજો.

માયકલ જુલીયા ૨૦

શ્રી પ્રેમથા પીછાન ક્યા લાવી દીલજાન મારા મહેરબાન
તજી તરકટ તોફાન જીતી લીધી જબાન ખરેખર
ખાનદાન —મહારા
ખીલતી કળી સમાન ખુબ ખીલસું
જોબન રંગમા જીવન જંગ ઝીલશું
આ હા હા હા શું આટલા ઉતાવળા
મળ્યો અવસર ગુમાવાય છે ભલા
આપી દીધું પ્રાણદાન ખરેખરા ખાનદાન

માઇકલ ૨૧

હું હીણભાગી આફતો અંગ ધરી કંગાળ
ફસી પડયો જેમ પારધી નાખે જાણી જાળ
કષ્ટ પડયું શીર હે જગમાતા
પલ પલ પલટે અંતર બળતે
આશીષથી હણુતી મુંજ માતા
કયા હું છુપાઉં દુઃખ આ સમાઉં
અભાગી તણું નવ કોઇ વીધાતા—હું હીણ

સમાપ્ત.

સુરત-ખપાટીઆ ચકલાપર આવેલા મેસર્સ વિદ્યાર્થી એન્ડ કું. ના
"સમાચાર" પ્રી. પ્રેસમાં બળવંતરાય રતનજી દેશાઈએ છાપી

છપાવી પ્રસીદ્ધ કરનાર

**શ્રી. દેશોદય નાટક મંડળી**

ઠે. લક્ષ્મીકાન્ત થીએટર, સુરત.